શ્રમણ ભગવાન મહાવીરના

# સામાયિકના પ્રયોગો

( આદર્શ જૈનોના આદર્શ સામાયિક સાથે )

વીરચંદ લાલન

અ. સૌ. આત્મપુત્રી લીલાવતીને—

[ તેના 'નૈર્વિય દૈવી સરળ હૃદયથી આકર્ષાઈ ]

# અનુક્રમણિકા

*



## સામાયિક સૂત્ર

## આદર્શ જૈનોના આદર્શ સામાયિક



## પરિશિષ્ટ

# સ્મૃતિ

એક સુન્દર સાંજે હું, સ્વર્ગસ્થ ભાભુ, ( લીલાવતી બહેનને અમે બધા ભાભુ કહેતા હતા ) તેમના પુત્રી નિર્મળા, મનોરમા અને પદ્મા બગીચામા બેઠા હતા ત્યારે ભાભુ શિખામણ આપતા હતા "જુઓ મોટી બહેન ! મારુ શરીર તો હાથ નથી માટે ઘરની બધી સભાળ તમારે રાખવાની છે હો " થોડીવાર પછી વાત નીકળતા કહ્યુ, "તમારુ નિશાળનુ લેસન બરાબર કર્યુ છે ને " અને વળી "જો તમે લેસન કરી લીધું હોય તો ચાલો ધાર્મિક શીખવા બેસો " આ સાભળી હું આશ્ચર્ય પામ્યો જે ભાભુ માનસિક વેદનાથી પીડાતા હતા તેમને આટલી બધી બાળકો વિષે ચિંતા પણ એ ચિંતા તે કેવી કે કોઈને ઇર્ષા આવે. પોતાની પુત્રીઓને વ્યાવહારિક, સામાજિક તેમજ ધાર્મિક કેળવણી આપી તેમનુ નૈતિક, માનસિક તેમજ સામાજિક જીવન સુધારવા તેઓ હમેશા મથતા

એમ પણ કહી શકુ, "તેઓ ધર્મચુસ્ત હતા પણ તેમા અંધ ન હતા. ધાર્મિક ક્રિયાની વખતે ધાર્મિક ક્રિયા અને વ્યવ

હારિક બાબતોના વખતે તે ચિંતા છતાયે વ્યવહારિક બાબતોમાં ધાર્મિકતાનો સમન્વય સરસ રીતે કરતા અને એ સમન્વય સાંગોપાંગ ઉતારવા હમેશા બનતો યત્ન કરતા

ટૂંકમા તેમની સમજ કરતા તેમનું હૃદય વિશાળ હતું અને તેથી જૈન ધર્મમા દઢ શ્રદ્ધા રાખી ક્રિયાચુસ્ત હતા

બીજી ખૂબી એ હતી કે માનસિક નબળાઈને લીધે ઘરમા કેટલીક વખત બીજા ઉપર ગુસ્સે થઈ જતા છતાયે એક જ ક્ષણમા તેઓ પોતાનાથી બીજો હલકો છે એવા અભિમાન સિવાય તેની ક્ષમા માગી લેતા

આવા કેટલાય ગુણોના સમ્મરણો અમને થાય છે, તથા બાળકો અને અમે બધા ઘણી વખત વાત વાતમા એ ગુણો રસથી સભારીયે છીએ તેમા પૂજ્ય પડિતજી પણ રસથી ભાગ લે છે તેથી તેમની પુણ્ય સ્મૃતિના સ્મારક માટે ગ્રથકાર આ ગ્રથ તેમને સપ્રેમ અર્પણ કરે છે

ધીરુ શાહ

# ઉબરમા

દિલમા દીવો કરો રે દીવો કરો,  
કુડા કામ ક્રોધને પરહરોરે — દિલમા૦  
દયા દીવેલ પ્રેમ પરણાયુ લાવો, માહી સુરતાની દીવેટ બનાવો,  
માહી બ્રહ્મ અગ્નિને ચેતાવોરે — દિલમા૦  
સાચા દિલનો દીવો જ્યારે થાશે, ત્યારે અધારુ મટી જાશે,  
પછી બ્રહ્મલોક તો ઓળખાશે રે — દિલમા૦

'રણછોડ'

પ્રસ્તાવના લખવાની પૂજ્ય પડિતજીનુ તીવ્ર ઇચ્છા હતી પરતુ એક બાજુ પ્રસ્તાવના લખવાની પ્રબળ ઇચ્છા અને બીજી બાજુ તેમનો હાથ ભાગી જવાથી થતી તેમને સખ્ત વેદના એ બન્ને વચ્ચે ગજગ્રાહ ચાલ્યો છેવટે બીજાનો વિજય થયો એટલે પ્રસ્તાવના તો ન જ કર્યું પરતુ ધરમા-સામાયિકની આ પુસ્તિકામા વાચકો પ્રવેશ કરે તે પહેલા ઉબરમા તેમનો સત્કાર કરવાનુ કામ મારે માથે આવી પડયુ કારણ કે આ પુસ્તક છપાવવા માટે બધી જવાબદારી તેમણે મારે માથે નાખેલ હતી

હડસને કહ્યુ છે કે —

Literature is a vital record of what men have experienced of it, what they have thought and felt about those aspects of it which have the most immediate and enduring interest for all of us

મિલ્ટને પણ એક સ્થળે નથી કહ્યુ કે મહાન પુસ્તક તો લેખકના મોંઘેરા લોહીથી લખાય છે સાહિત્ય સર્જક પોતાના સર્જનમા આત્માનુ અણુએ અણુ ભરે છે ' તેમ આ પુસ્તકની સાહિત્યમા ગણના થઈ શકે કે કેમ એ તો સાહિત્યકારો તેમની કસોટી કરી જુએ ત્યારે જ કહી શકાય અને તે કહેવુ એ મારી શક્તિની બહાર છે પણ એટલુ તો અવશ્ય છે કે આ પુસ્તકના એકે એક શબ્દમા પૂજ્ય પડિતજીએ આજે તેમને ચુમોતેર વર્ષ થયા એટલા વર્ષોની શક્તિ-અનુભવ ઠાસી ઠાસીને ભર્યા છે એક લીટીમાં જ કહુ તો એકે એક શબ્દમા તેમના મોંઘેરા લોહીના બિન્દુઓ છે

પાચ વર્ષથી તો દર વર્ષે તેઓ પોતે અઢારસો સામાયિક કરે છે તેમજ સદ્ગુણાનુરાગી શ્રીકર્પુરવિજયજી મહારાજના આદેશથી તેથી બમણા કરાવે છે અને ત્રણ ગણાના પચ્ચખ્ખાણ આપે છે તેમની એકેએક ક્ષણ સામાયિકમા જ વ્યતીત થાય એવી ભાવના તેઓ રાખ્યા કરે છે તેમા સતત વિચારનુ મથન કરતા જે વસ્તુ ખૂબ જ વલોવાઈ તે આ પુસ્તકના આકારમા ચોથી વખત બહાર પડે છે

જો કે તેઓ મને કહેતા હતા કે આ સામાયિક તે શુદ્ધ સામાયિક છે એમ હુ માનતો નથી પરતુ શ્રી વીર પરમાત્માના સામાયિકનો આદર્શ રાખી સામાયિક કેમ કરવી અને કરાવવી તેનો ફક્ત પ્રયોગ છે " ત્રીજી આવૃત્તિની પ્રસ્તાવનામા તેમને એ જ પ્રમાણે કબુલ કરતા જોઈએ છીએ કે 'સપૂર્ણ સાચુ સામાયિક તો પ્રભુ

સ્વીકારે ત્યારે ખરું આ તો જેમ ગાંધીજી સત્યના પ્રયોગો કરે છે તેમ આ સામાયિકના પ્રયોગો છે "

આટલા જ વાક્યમા આ આખા પુસ્તક વિષે ઝડપથી ખ્યાલ આવી જાય છે

ઉપરના વાક્યને મમળાવામા વધારે સમય ન માગતા એટલું જ કહી લઉં કે આ ચોથી આવૃત્તિની વિશેષતા એ છે કે શ્રી વીર પરમાત્માના સામાયિક યોગને આદર્શમાં રાખી કયા કયા જૈનોએ તે દ્વારા શ્રી વીર ભગવાને તેનાથી જે ફળ મેળવ્યું હતું તેવા ફળ મેળવ્યા તેના દૃષ્ટાંતો ઉમેરી આ પુસ્તકને વધુ સરળ બનાવ્યુ છે

દૃષ્ટાંતોમા "સંક્ષેપ સામાયિક" લખી આપવા બદલ " ગ ગ મુધા ।" નો તેમજ શ્રમણ ભગવાન મહાવીરની ધર્મકથાઓમાથી " પ્રત્યાખ્યાન " ( વાર્તા ૮ ) અને "મતિ" ( પરિશિષ્ટ ૩ ) એ લેવા બદલ ગ ગ પંડિત બેચરદાસ જીવરાજ દોશીનો આભાર માની લેવાની તક લઉં છુ

આ પુસ્તકમા પ્રવેશ કરતા વાચકોનો સત્કાર કરવાનું કામ પૂજ્ય પંડિતજીએ મને સોંપીને મને આભાર તળે દબાવી દીધો છે ત્યારે એ જવાબદારીને સહર્ષ સ્વીકારી વાંચકોનો સત્કાર કરતા મને વિશેષ આનંદ થાય છે એટલે સર્વનો હું પ્રફુલ્લ હૃદયે સત્કાર કરું છુ અને ઇચ્છુ છુ કે દરેકે દરેક વાંચક બંધુ કે બહેન ! આ સામાયિકના પ્રયોગો આદરી આત્મસુખ પ્રાપ્ત કરે

પાલડી
વિજયાદશમી ૧૯૮૮ } ધીરજલાલ વનેચંદભાઈ શાહ

## ત્રીજી આવૃત્તિનું નિવેદન

"નિશ્ચય દૃષ્ટિ હૃદય ધરીજી, પાળે જે વ્યવહાર,
પુણ્યવંત તે પામશેજી, ભવ સમુદ્રનો પાર"
[શ્રીમદ્ યશોવિજયજી]

'सामायिक ते हि ज आत्मा' એમ શ્રી ભગવતી સૂત્ર ઉપદેશે છે માટે નિશ્ચયદૃષ્ટિથી આત્મા શો છે? અર્થાત્ દ્રવ્યથી તે શો છે? તે કેવડો છે? ક્ષેત્રથી તે કેટલો સૂક્ષ્મ અને મહાન છે? કાળથી તે ક્યાસુધી છે? અને ભાવથી અનંત સામર્થ્યો હોવા છતા શાથી તે અસામર્થ્યવાન અને અન્ય સામર્થ્યવાન દેખાય છે, તથા તેમા અનન્ત સામર્થ્યો કેમ પ્રકટ કરવા તેનો ઉપાય સામાયિક છે અર્થાત્ આત્મા છે, એ આત્માની ઝાંખી કેવી રીતે હમણા થાય તેનુ દર્શન અલ્પ સમયમા કેવી રીતે થાય અને છએક માસમા તેનો સાક્ષાત્કાર કેવા પ્રકાર અનુભવાય તેના આ પુસ્તકમા પ્રયોગો છે

જૈન સમાજ અત્યારે તો સામાયિકનો ઉચ્ચાર કરે છે તેનો વિચાર અને આચાર જવ નેજ જોવામા આવે છે જો એ ઉચ્ચારેલા સામાયિક ઉપર વિચાર કરવામા આવે તો સામાયિકનું અથાત્ આત્માનુ સ્પષ્ટતર જ્ઞાન થાય, અને સામાયિક એટને સમભાવથી

સર્વત્ર આચરણ કરવામાં આવે તો સમ્યક્ચારિત્રનો પણ અનુભવ થાય છે અર્થાત્ ક્ષાયિક સમકિતને પણ આત્મા અનુભવે છે

સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર એ ત્રણે મોક્ષના માર્ગ છે (તત્ત્વાર્થસૂત્ર અ-૧ સૂ-૧) આ ત્રણે જ્યારે સમપ્રમાણમા એટલે કે જેટલું દર્શન તેટલું જ જ્ઞાન અને ચારિત્ર હોય છે ત્યારે કેવળદર્શન કેવળજ્ઞાન અને યથાખ્યાત ચારિત્ર થાય છે

તેથી જનતા જેમ સામાયિકનો ઉચ્ચાર કરે છે તેમ તેને સમજી તેનો વિચાર અને આચાર પણ કરવા માંડે તો મનુષ્યજન્મનું સાફલ્ય હસ્તામલકવત્ થાય સામાયિક શબ્દના ઉચ્ચારની કિંમત જો કે અમૂલ્ય છે તથાપિ સમજવાને ખાતર આપણે એક રૂપિયો સમજીએ તો તેના ઉપરના વિચારની કિંમત એક ગીની થાય અને ઉચ્ચારમય વિચારપૂર્વક જો તે આચરવામાં આવે તો એ આચારની કિંમત પચ્ચીસ કરોડ થાય પરંતુ જ્યારે જેવો ઉચ્ચાર તેવો જ વિચાર અને તેવો જ આચાર હોય તો તે પ્રત્યેની કિંમત પદ્મ પદ્મ પરાર્ધ થાય

સામાયિકનો મૂળ પાઠ માગધી ભાષામાં છે વર્તમાનકાળમાં આપણી ભાષા હિંદી ગુજરાતી મરાઠી અને બંગાળી છે માટે માગધી સૂત્રનો શુદ્ધ ઉચ્ચાર કરી પોતપોતાની સ્વભાષામાં તેનો અર્થ કરવો અર્થથી થતા ભાવપૂર્વક સામાયિકના સૂત્ર ઉપર ચિંતન કરવું એ ચિંતનથી ઉત્પન્ન થતા ભાવના પ્રમાણથી ચારિત્ર અવશ્ય સરળ થશે એટલે કે સમભાવ સક્રિય થશે

સ્યાદ્વાદ માત્ર પરમાર્થને સાધે છે એટલું જ નહિ પરંતુ વ્યવહારને પણ ઉત્તમોત્તમ સ્થિતિએ પહોંચાડે છે એમ હવે વિદ્વાનોને દેખાવા લાગ્યું છે સાચો વ્યવહાર સ્યાદ્વાદ વિના-સ્યાદ્વાદના જ્ઞાનના ઉપયોગ વિના બની શકતો નથી

"વચન સાપેક્ષ વ્યવહાર સાચો કહ્યો,
વચન નિરપેક્ષ વ્યવહાર જૂઠો."

તેજ પ્રમાણે પરમાર્થ સાધનમાં સામાયિક એટલે સમભાવ પરમ સાધન છે, એટલુ જ નહિ પરંતુ માત્ર ઇહલોકમા પણ સામાયિક–સમભાવ વડે ઉત્તમોત્તમ સ્થિતિએ સુન્દરતમ થઈ રહે છે

વાત, પિત્ત અને કફ એ જો સમ પ્રમાણમા એટલે કે સમ ભાવે હોય તો શરીર નિરોગી રહે છે એટલું જ નહિ પરન્તુ તે સાન્દર્ય શિરોમણી અને મહાવીર્યવાન થવા સભવ છે

સત્ત્વ રજસ અને તમસ એ ત્રણે જો વિષમ પ્રમાણમા હોય તો મનુષ્ય કર્મથી બધાયેલો છે અને જો સમ–પ્રમાણમા હોય તો કર્મથી છૂટે છે–કર્મ પુદ્ગલપણું લઈ વિલય થાય છે આત્મા પોતાની સ્વતત્ર અવસ્થામા જાણી શકે છે કે સર્વ જીવોમા સમ ભાવથી પોતે મોક્ષ પામે છે એટલુ જ નહિ પરંતુ જ્ઞાનાનન્દ જેવા અનન્તાનંદોને અહીં જ અનુભવે છે અને તે અનુભવ તેનો સદાકાળ શાશ્વત રહે છે વિશેષ સામાયિકના જિજ્ઞાસુને આ પુસ્તકમા પ્રવેશ કરતા જણાતું જશે इत्यलम् ।

સંપૂર્ણ સાચુ સામાયિક તો પ્રભુ સ્વીકારે ત્યારે ખરુ આ તો ગાંધીજી જેમ સત્યના પ્રયોગો કહે છે તેમ આ સામાયિકના પ્રયોગો છે

૧૯૮૭ યોગનંદી લાલન

# સમભાવ-સ્તંભ

કાળી ઘોર અંધારી રાત્રિમાં,
પ્રકાશી શીતળતા કરે છે ચંદ્ર
માનાપમાનને સમભાવે ગણી,
શાંતિ પ્રસારે છે ભદ્ર

ગજુ આવે ધમધમતો કે નિર્બળ હોય પૂંઠે
સમભાવ હોય ચિત્ત વિષે તો ઇશ પણ તૂઠે

સમભાવ હોય વાણીમાં
જીવન સમાજ ને જગતમાં
સમસ્ત માનવ જાતમાં,
વિશ્વમાં રહેલ અણુયમાં

સધાય છે માનવ માત્રથી સુખો સર્વ ઇહલોકના,
અહીંયા છતાયે ભોગવાયે સઘળા સુખો સ્વર્ગલોકના

સમભાવે નહિ નામર્દ,
નહિં કાયર કે હિંસક
જીવનમંત્ર તેને બનાવી
થયા, છે ઘણાય મહાવીર

શ્રેયસ પ્રેયસ અહીં આવી મળે છે સમભાવથી
અનુસરાયે વળી તે ઇહ-પરલોકના માનવૌપપાતિકથી

જ્ઞાનીઓ જ્ઞાનમાં આપે,
મુખ્ય સ્થાન સ્યાદ્વાદને,
ચૈતન્યવંતી ક્રિયાઓમાં
ક્રિયાવાદીઓ સમભાવને

સમભાવથી માનવ માત્રમાં વરસે અમી તણી વૃષ્ટિ,
વૈરઝેર હળાહોળ સમાવી, જીવ માત્ર સાધે આત્મસિદ્ધિ

પ્રદીપક

આત્મા પરભાવે

હું કરતા પરભાવનો,
એમ જેમ જેમ તણે
તેમ તેમ અજ્ઞાની પડે
નિજ કર્મને ઘાણે
આત્મા તત્ત્વ વિચારીએ '

" શ્રી જશવિજયજી "

આત્મા સ્વભાવે

હું કરતા નિજભાવનો
એમ જેમ જેમ જાણે
તેમ તેમ પ્રજ્ઞાની થઉં,
આતમ ગુણ ઠાણે
આત્મ તત્ત્વ વિચારીએ '

" શાશન "

પુણ્યોદયે આ ચંદનવનમાં—જીવનવનમાં શ્રી પાર્શ્વનાથરૂપ મયૂર આવે છે, ત્યારે કર્મરૂપ સર્પો તરત પલાયન થઈ જાય છે અને આપણા જીવનરૂપ ચંદનની સ્વાભાવિક અમૃતમય સુગંધી પૂર જોસમાં મહેકી રહે છે એવા શ્રી પાર્શ્વનાથ પ્રભુની પ્રાર્થના કરી—એ મહામયૂરને આપણા હૃદયના સિંહાસન ઉપર બિરાજમાન થવા દઈ આ વિષયમાં પ્રવેશ કરશું

> हृद्वर्तिनि त्वयि विभो शिथिलीभवन्ति ।
> जन्तोः क्षणेन निबिडा अपि कर्मबन्धाः ॥
> सद्यो भुजङ्गममया इव मध्यभाग-
> मभ्यागते वनशिखण्डिनि चन्दनस्य ॥*

ઉપર કહ્યું કે જીવરૂપી—આત્મારૂપી ચંદનવૃક્ષની આસપાસ કર્મરૂપી સર્પો વીંટળાઈ રહ્યા છે તો હવે એ સમજવું જરૂરનું છે કે જીવ—આત્મા એટલે શું? તે કેવો છે? કેવડો છે? અને તેનામાં કેટલું બળ છે? અને એ સમજાશે કે તરત જ આગળ વિચારવાનું સરળ થશે. પ્રથમ તો ત્યારે એ પ્રશ્ન થશે કે આત્માનું રહેઠાણ ક્યાં? તો તેનો જવાબ એ કે આ દેહ—શરીર એ તેનું ગૃહ છે—તેને રહેવાનું સ્થાન છે—ગેહ છે

## દેહગેહની સેવા

સામાન્ય રીતે મનુષ્યનો આખો જન્મારો દેહરૂપી ઘરની સેવા

---

[ હરિગીત છંદ ]

*હે નાથ ! ભવિકતણા મનોમંદિરે તું આવતાં
ક્ષણમાં સખત પણ કર્મબંધો શિથિલ થઈ વિખરી જતાં
ચંદનનહીં વીંટાયેલા સર્પો તરત અળગા થઈ,
વનમયૂરને જોતાં બધા ભાગે દૂરે દિશમાં જઈ

કરવામાં વહ્યો જાય છે આ દેહ આત્માની સાથે ૨૫ ૫૦ ૭૫, ૧૦૦ કે ૧૨૦ વર્ષ રહે છે તેટલો વખત રાત્રિ અને દિવસ મનુષ્ય આખો તેની સેવામાં જ—તેની ગુલામી કરવામાં જ મશગુલ જણાય છે દેહને ખાવાને અન્ન જોઈએ એટલે તેને માટે સવારથી સાંજ સુધી શ્રમ કરતો દેખાય છે એ દેહને પહેરવાને વસ્ત્ર જોઈએ તેથી તેને માટે પણ અહોરાત્રિ પરિશ્રમ વેઠતો જોવામાં આવે છે અને એ જ દેહને રહેવા છાપરું જોઈએ એટલે તે પેદા કરવામાં તેની સાઠે ઘડી—ચોવીસે કલાક વ્યતીત થયા કરે છે એટલું જ નહિ પરંતુ બીજા મનુષ્ય કરતાં વધારે મોટો દેખાવા માટે તે અતિશ્રમ કરતો જણાય છે આમ દેહને માટે ખાવામાં, પીવામાં, પહેરવામાં, વસવામાં અને મોટા થવામાં—દેહની સેવામાં—ગુલામીમાં મનુષ્યનો આખો જન્મારો ચાલ્યો જાય છે

એટલું જ નહિ પરંતુ કદાચ તેને ખાવાને કોરા મળે છે તો તે કંસાર મેળવવા યત્ન કરે છે મહેનત કરતાં પહેરવાને ખાદી મળે છે તો તે કિનખાબ પ્રાપ્ત કરવા પરિશ્રમ વેઠે છે વળી રહેવાને પર્ણ કુટી ઝૂંપડું, ઘર, હવેલી યા બંગલો મળે તો તેનાથી તૃપ્ત ન થતાં મહેલ મેળવવા યત્ન કરે છે આ પ્રમાણે દેહગેહની સેવા કરવામાં—દેહરૂપી ઘરની પરિચર્યા કરવામાં તે જરાએ બાકી રાખતો નથી જે દેહ છેવટે તેને સો કે સવાસો વર્ષે છોડી જવાનો છે તેનો તે ગુલામ થઈ રહે છે પરંતુ એ દેહરૂપી ઘરમાં રહેનાર દેહરૂપી ઘરનો ધણી દેહ જન્મ્યો તેની પહેલાં પણ હતો, હાલ છે અને હજી પણ હશે તેની જરાપણ દરકાર કરતો જોવામાં આવતો નથી એ દેહરૂપી ઘરમાં રહેનાર કોઈ છે કે નહિ તેની પણ તેને ઘણે ભાગે ખબર હોતી નથી એટલે કે ટૂંકામાં દેહને જ હું માને છે દેહના જન્મને પોતાનો જન્મ, દેહના વૃદ્ધપણાને પોતાનું વૃદ્ધપણું દેહના વ્યાધિને પોતાનો વ્યાધિ અને દેહના મરણને પોતાનું મરણ સમજે છે આમ દેહને હું માનનારને શાસ્ત્રકારો બહિરાત્મા કે નિશ્ચય મિથ્યાતી કહે

છે અને દેહગેહમા રહેનાર વસ્તુ દેહથી જુદી છે એમ સમજનારને મધ્યકુરની ? અતનાત્મા કહે છે

## દેહગેહના વાણીનું દર્શન

દેહમા જ્યારે તેનો ધણી હોય છે ત્યારે તે ચકચકતો દેખાય છે જ્યારે તે તેમાથી રવાના થાય છે ત્યાર કાળો મેશ થઈ જાય છે એટલુ જ નહિ પણ ગધાવા લાગે છે અર્થાત્ જ્યાંસુધી એ દેહનો ધણી એ દેહરૂપી ઘરમા હોય છે ત્યાસુધી તેની ચામડી-તેની મત્તા તેજસ્વી દેખાય છે અને તેમાથી કોઈપણ પ્રકારની દુર્ગંધી નીકળતી નથી

ત્યારે હવે એ પ્રશ્ન થશે કે દેહમા એવી કઇ વસ્તુ છે કે જેના અભાવ દેહ કાળો પડી ગધાય છે અને જેના સદ્ભાવ દેહ ચકચકિત રહે છે ? જવાબ એ જ કે તું પોતે ( तत्त्वम् ) દેહ નહિ-દેહરૂપી ઘર નહિ પણ એ ઘરનો માલિક છે એવા દેહ તો તે ઘણા બના ના-એવા દેહરૂપી ઘરો તો તે ઘણા બાધ્યા પરતુ એ ઘરનો બાધનાર નો તેનાથી જુદો છે તે તુ પોતે જ છે

## દેહગેહના ધણીની કિંમત

હાલની દુનિયામા મોટામા મોટી નગરી જો કોઈ હોય તો તે પચાશી લાખની વસ્તીવાળી લડન નગરી છે જ્યા હાલ પચમ જ્યોર્જ રાજ્ય કરે છે તેમના રાજ્યમા એવા દુનિયાનો કોઈ પણ દેશ નથી કે જેમા કોઈ પણ દિવસ સૂર્ય અસ્ત થતો હોય. અર્થાત્ તેમના રાજ્યમાના કોઈ પણ દેશમા સૂર્ય ઉગેલો જ હોય છે એ પચમ જ્યોર્જના અલંકારો લોકોને જોવા માટે લડન ટાવ મા રાખવામા આવ્યા છે એ અલકારોમા સર્વથી મોટો જે હીરો છે તે કોહિનૂરના ( તેજનો પર્વત ) નામથી ઓળખાય છે તેને કોઈ મર્માલુ પણ કહે છે એવી દતકથા છે કે જેની પાસે એ હીરો ચક્રવર્તી હોય એ હીરાની કિંમત પાંચ કરોડ રૂપિયા છે

પરંતુ એ કોહિનૂરને જોવાને આંખ ન હોય તો તેની કિંમત કેટલી? વિચાર કરતા જણાશે કે ફૂટી બદામ ત્યારે કોહિનૂર અને એવા બીજા અનેક હીરાઓ જેના વડે દેખાય છે એવા ચક્ષુરત્નની કિંમત કેટલી? ધારો કે એ ચક્ષુરૂપી હીરાની કિંમત પાંચ અબજ રૂપિયા છે હવે જરા આગળ વિચાર કરીએ કે, કદાચ ચક્ષુ હોય—ચક્ષુ રૂપી રત્ન હોય, સામે જ કોહિનૂર હીરો પણ પડયો હોય છતા જો તમે પોતે શરીરમા ન હો તો તમારા ચક્ષુરત્ન જેની કિંમત પાંચ અબજ આંકી છે તે પણ શા કામની? તેની કિંમત પણ કોહિનૂર પ્રમાણે ફૂટી બદામ જ ને! ટુંકામા આ બધાની કિંમત જો આપણે પોતે શરીરમા હોઈએ તો થાય છે અને ન હોઈએ તો નથી થતી હવે જ્યારે કોહિનૂરની કિંમત આપણે પાંચ કરોડની આંકી હતી આંખ રૂપી રત્નની કિંમત પાંચ અબજ આંકી હતી ત્યારે દેહરૂપી ઘરમા રહેનાર જે ચક્ષુરત્નો તેમજ કૌસ્તુભમણિને જોઈ રહ્યો છે તેની—આત્મરત્નની કિંમત પાંચ પરાર્ધ રૂપિયા આંકીએ તો ખોટુ શુ છે? આશ્ચર્ય તો એ છે કે આ બહાર દેખાતા કોહિનૂરમા કે બહાના પદાર્થમા મનુષ્ય મોહી રહ્યો છે પણ ચક્ષુરત્નની કિંમત જાણતો નથી કદાચ તેની કિંમત જાણે છે તો પણ ચક્ષુમા રહી જોનાર પોતાને—આત્મરત્નને—તેની કિંમત અઢળક હોવા છતા જાણતો નથી—તેની દરકાર પણ કરતો નથી પણ જો તે અન્તર્દૃષ્ટિ કરે તો તેને આત્માની ઝાંખી થાય કે જેની કિંમત અપરંપાર છે (સમજવાને ખાતર તેની કિંમત પાંચ પરાર્ધ આંકી હતી) આ ઉપરથી ધ્યાન આવશે કે દેહગેહથી આત્મા ભિન્ન છે અને તેની કિંમત અપરંપાર છે

## આત્માની ઊંચાઈ

જમીનની સપાટી ઉપરથી ગિરનાર પર્વતની પાંચમી ટૂંક [ શિખર ] પાંચ માઈલ—અર્ધો માઈલ ઊંચી છે કોઈ પણ મનુષ્ય

છેક તે રાય ઉપર જઈ ત્યા શ્રી નેમીશ્વર પ્રભુના દર્શન કરી શકો છે ગુરુ દત્તાત્રેયના પગના જોઈ શકે છે ત્યા બાવાઓએ નાખેલી લાકડીઓનો ઢગલો જોઈ શકે છે એટલુ જ નહિ પણ ત્યા જે ઘટ બાધેલો છે તેને વગાડી યાત્રા સફળ થઈ એમ સમજે છે હવે ધારો કે તમે જ શિખર ઉપર ચડો છો પાચ માઈલ ઊચે ચડી પણ ગયા અને પાચ માઈલ કરતા હજુ તે શિખર વધારે ઊચુ હોત તો તમે વધારે ઊચે સુધી પણ ચડી શકત. ત્યારે વિચાર કરો કે તમે ઊચા છો કે તે પર્વતનું શિખર ? પાચ માઈલની ઊચાઈવાળા શિખર ઉપર ચડતા તેની ઊચાઈ પૂરી થઈ પરંતુ તમારો પગ ( તમે ) કે જે એ ઊચાઈ ચડી ગયા તેની ઊચાઈ તો તેથી પણ વધારે છે કારણ કે હજુ તે વધારે ઊચે જઈ શકે તેવો સમર્થ છે ત્યારે વિચાર થશે કે તમે ઊચા કે પર્વત ? ગિરનાર ઊચો કે તમારા શરીરમા રહેલો આત્મા ? ટૂકોજ જવાબ છે કે જો તમે પોતે શરીરમાં ન હો તો તમારી ઊચાઈ વધારેમા વધારે પાચ કે છ ફૂટની છે અને જ્યારે તમે શરીરમા હો ત્યારે તેની ઊચાઈ પાચ માઈલથી પણ વધારે છે અરે ! તેથી પણ ઘણી વધારે છે આ ઊચાઈ એ તમારા શરીરના સામર્થ્યની નથી પણ તેનાથી ભિન્ન એવા આત્માની છે

## આત્મા અમાપ છે

મનુષ્યમા રહેલો આત્મા measure-માપ છે પણ તે કોઈથી માપી શકાતો નથી સાપ્રતકાળની ભૂગોળવિદ્યા અને ખગોળવિદ્યામા જણાવેલું છે કે પૃથ્વીનો પરિઘ સાડી બાવીશ હજાર માઈલ છે જો એક માણસ રોજના આઠ માઈલ પ્રમાણે ચાલવાનું શરૂ કરે તો આઠ વર્ષમા આખી પૃથ્વીની પ્રદક્ષિણા કરી નાખે અર્થાત્ પૃથ્વી ઉપરના સાડા બાવીશ હજાર માઈલ ચાલતા ચાલતા પૂરા થાય તો પણ તેનો પગ થાકતો નથી. એનો પગ તો હજુ પણ બીજા જેટલા

માઇલો હોય તેટલા માઇલોને કાપી શકે તેમ છે ટૂકામા પૃથ્વી તો મનુષ્યના પગમા ધડી વાળીને સમાઈ ગઈ છે—તેના પગના તળિયામા સમાઈ ગઈ છે મનુષ્યનો પગ એટવો બધો વિશાળ છે કે જો તે આખા બ્રહ્માડમા વ્યાપવા માંડે તો આખુ બ્રહ્માડ—Cosmos પૂરુ થાય, પણ તે પૂરો ન થાય. જડ બ્રહ્માડને માપનાર આત્મા—બ્રહ્મ અસખ્ય માઈલનો છે પરતુ જો તે શરીરમા ન હોય તો તેના પગનું તળિયુ માત્ર એક ફૂટનું છે શરીરમા પોતે હોય તો તે અમાપ છે—પર્વતને પૃથ્વીને કે બ્રહ્માંડને માપી શકે એવો મહાન છે

## આત્મબળની ઝાખી

બહારની વસ્તુઓ બાહ્ય ઇદ્રિયોથી એટલે મહિ કરણથી અને અતરની વસ્તુઓ અંતરની ઇદ્રિયોથી એટલે અંત કરણથી જોઇ શકાય છે જેમકે, આપણને પથ્થર કઠણ જણાય છે કે પાણી ? સામાન્ય રીતે જોતા એવુ લાગશે કે પથ્થર કઠણ છે અને પાણી પોચુ છ આપણે એ જ પથ્થર અને પાણીને અંતર્દષ્ટિથી જોવા યત્ન કરીએ અતર્દષ્ટિથી જોતાં આપણને સ્પષ્ટ જણાય છે કે પર્વતના કઠણ પથ્થરો ઉપર હેલીબધ વરસાદ પડતા પથ્થરના કટકા થઈ જાય છે તેના ઉપર પણ વરસાદ પડયા કરે છે તેથી તે કટકાના કાકરા થઈ જાય છે અને છેવટે એ કાકરા ઘસાઈ ઘસાઈને રેતીના રૂપમા ફરી જાય છે આમ પથ્થરના કટકા કરનાર કટકાના કાકરા કરનાર અને કાકરાની રેતી બનાવનાર બીજુ કોઈ નહિ પણ વરસાદનુ પાણી છે આ ઉપરથી સમજાશે કે બાહ્ય સ્પર્શેન્દ્રિયથી ઓળખાનો કઠણ પથ્થર પાણીથી ભાગી જતો હોવાથી પોચો છે અને પાણી કઠણ ( મજબૂત ) છે કારણકે પથ્થરને પણ તે તોડી નાખે છે

એક લોખડનો કટકો લઈ પાણીથી ભરેલા એક પ્યાલામા તેને મૂકી રાખીને થોડા દિવસ પછી જોતા તેના ઉપર પાણીને લીધે કાટ ચડી ગયેલો જણાશે તેને બહાર કાઢયા પછી એ કાટની ઝીણી

ઓગળી લાલ રેતી થઈ ઊડી જતા જણાશે. આમ જે પાણી આપણે હલકુ ગણીએ છીએ તેજ પાણી લોખંડ જેવી કઠણ વસ્તુનો પણ નાશ કરી શકે છે અને એ હિસાબે લોખંડ કરતા પણ પાણી કઠણ છે

આવી જ રીતે વિચાર કરશુ તો જણાશે કે ઘણા મનુષ્યો બાહ્યદૃષ્ટિથી એમ વિચાર કરે છે કે કર્મ કઠણ છે અને આત્મા પોચો છે પરતુ અંતરાત્મા અતર્દૃષ્ટિથી વિચાર કરી જુએ તો જણાય કે કઠણ પાણીની જેમ બળવાન આત્મા પણ પોચા પથ્થરરૂપી કર્મોને તોડી શકે છે

## શરીર અને આત્માનો સબધ

મૂળાક્ષરોમા અ આ વગેરે સ્વરો છે અને ક્ ખ્ વગેરે વ્યજનો છે સ્વર એટલે જેનો ઉચ્ચાર સદા થયા કરે અને વ્યજન એટલે જેની બીનગમા સ્વર ન હોય તો જેનો ઉચ્ચાર પૂર્ણ ન થઈ શકે–જે બોલી ન શકાય લખવામા પણ તેને ખોડા લખાય આવી જ રીતે આપણ શરીર એ વ્યજન છે અને આત્મા એ સ્વર છે આત્મા રૂપી સ્વર વગર શરીરરૂપી વ્યજનનો ઉચ્ચાર પણ ન થઈ શકે એટલે કે આત્મા વગર શરીર નકામુ થઈ પડે વળી જેમ સ્વરના ઉચ્ચાર શાશ્વત છે–નિત્ય છે–અવિનાશી છે તેવી જ રીતે શરીરરૂપી વ્યજનમા રહેનો સ્વરરૂપી આત્મા અવિનાશી છે–નિત્ય છે–શાશ્વત છે અને વ્યજનની માફક શરીર વિનાશી–અનિત્ય–અશાશ્વત છે

આપણ કેટલીક વાર સાભળીએ છીએ કે આઠે કર્મમા મોહનીય કર્મની પ્રકૃતિ મોટામા મોટી–સિત્તેર કોટાકોટી સાગરોપમની છે ત્યારે આપણા શરીરની સ્થિતિ પચીસ પચાસ કે પોણોસો વર્ષની છે આ પ્રમાણે એક બાજુ શરીરની સ્થિતિ ફક્ત પોણોસો વર્ષની જ્યારે મોહનીય કર્મની સ્થિતિ આટલી બધી ! સાભળતા જ હૃદયને આઘાત થાય પરતુ અતર્દૃષ્ટિવાળો મનુષ્ય તો તે જાણી શકે છે કે અનંત-

કોટાકોટી સાગરોપમવાળા મારા આત્માની આગળ મોહનીય કર્મની શી ગણત્રી! સિત્તેર કોટાકોટી સાગરોપમનો તો અંત છે, પરંતુ આત્માનો તો અંત નથી અને આદિ પણ નથી મોહનીય કર્મ ઉપરાંત સર્વે કર્મનો ક્ષય થાય પરંતુ આત્માનો કોઈ કાળે ક્ષય થઈ શકે નહિ

હું તમને પૂછું છું કે આત્મબંધુ! તમારું નામ શું? તરત જ તમે ઉત્તર આપશો કે મારું નામ **ધીરુ શાહ** પણ ભાઈ! હું તમારા શરીરનું નામ નથી પૂછતો **ધીરુ** એ તો તમારા શરીરનું નામ છે પરંતુ તમારું નામ-તમારા આત્માનું નામ મારે જાણવું છે આથી તમારા આત્માનું નામ સમજવાને ખાતર **સવેગ** રાખીશું કારણ કે **ધીરુ** તો ૧૯ વર્ષનો છે-તેના આ શરીરને ૧૯ વર્ષ થયા છે પણ **ધીરુ**ના શરીરરૂપી ઘરમાં રહેલ **સવેગ** જન્મ મરણની પર છે અનંતકાળનો તે હતો છે અને હશે **ધીરુ**ના આત્માએ **ધીરુ** જેવા ઘણા શરીરો રચ્યા અને ઘણા ભાગ્યાં, તથાપિ આત્મા તો હજુ કાયમ છે નારક, તિર્યંચ મનુષ્ય અને દેવના શરીરો આ આત્માએ કર્યા પરંતુ તે પૂરા થયા નહિ હજુ પણ **ધીરુ** કદાચ આત્મભાન ભૂલે તો શરીરની હદમાં-સીમામાં-Limit માં આવી પડે પરંતુ તેનો આત્મા **સવેગ** અસીમ છે શરીરના જન્મ મરણ હવે તેને સ્પર્શી શકવાના નથી

જેમ બાહ્યમાં આવેલી વસ્તુનું દર્શન સૂર્યનો ઉદય હોવા છતાં ચર્મચક્ષુ ઉઘાડયા વગર થતું નથી, તેમ આંતરમાં આવેલી મહાન વસ્તુનું દર્શન (આંતર) વિવેકચક્ષુ-વિચારચક્ષુ ઉઘાડવા વિના થતું નથી બાહ્ય વસ્તુ આ જગત છે અને અંતરની મુખ્ય વસ્તુ આત્મા છે જગત જડ છે-અચેતન છે આત્મા ચૈતન્યરૂપ છે બહાર આવેલા જગતને અંતરમાં રહેલો ચૈતન્યદેવ પોતાના વિચારચક્ષુથી જોઈ શકે છે જેમ દીવાને જોવા માટે બીજા દીવાની જરૂર પડતી નથી પણ

એ જ દીવાના પ્રકાશથી દીવો જોવાય છે એવી જ રીતે આત્માને જોવા માટે બીજા જ્ઞાનપ્રકાશની જરૂર નથી પરંતુ અંતરમાં રહેલે જ્ઞાનપ્રકાશ જેમાંથી એ પ્રકાશ વહી રહ્યો છે તે આત્માને પણ જોઈ શકે છે જેમ દીવાનો પ્રકાશ એ દીવાનો ગુણ છે તેમ આત્મામાંથી નીકળતું જ્ઞાન એ આત્માનો ગુણ છે

આ પ્રમાણે આત્મા અવિનાશી છે મહાનમાં મહાન છે અમાપ છે, બળવાનમાં બળવાન-છે સર્વ જ્ઞાનમાં શિરોમણિ છે અને અનવધિ સુખ સંપૂર્ણ છે આ વાતનો અનુભવ શ્રી વીર પ્રભુના સામાયિકને આદર્શમાં રાખી જે સાધક જિજ્ઞાસુ તેનું અનુકરણ કરે છે તેને જરૂર થાય છે

ત્યારે હવે એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે શ્રી મહાવીરનું-શ્રી વીર પ્રભુનું એ સામાયિક કયું ?

આત્માનો સંપૂર્ણ વિકાસ કરવા માટે જૈનધર્મ બે સાધનોને મુખ્ય ગણે છે જ્ઞાન અને ક્રિયા **ज्ञानक्रियाभ्यां मोक्ष** । જ્ઞાન અને ક્રિયાદ્વારા આત્માનો વિકાસ થઈ શકે છે પણ તેના વિકાસ માટે એકનું જ્ઞાન બસ નથી કે નથી એકલી ક્રિયા જ્ઞાન વિનાની ક્રિયા કે ક્રિયા વિનાનું જ્ઞાન મનુષ્યને આત્મવિકાસની ટોચે પહોંચાડી શકે નહિ પરંતુ જ્યારે તે ઉભયનો સંયોગ થાય ત્યારે જ પૂર્ણ વિકાસ થઈ શકે

સામાયિક એ અનુષ્ઠાન છે-વિધિ છે-ક્રિયા છે આવા અનુષ્ઠાન-વિધાન-વિધિ સર્વ ધર્મોમાં જોવામાં આવે છે અનુષ્ઠાનો એ સાધનો છે-means છે તેને યથાવિધિ અનુસરવાથી મનુષ્યનું સાધ્ય તેની નજીક દોડી આવે છે

એ અનુષ્ઠાનો-ધાર્મિક વિધાનો-મનુષ્યની પાસે કેવી રીતે ક્યાંથી ઉતરી આવ્યા છે તે આપણે જોઈએ, એ વિધાનો કોણે કોણે પ્રરૂપ્યા છે તેની આપણે ધર્મજગતમાં ઝાંખી કરીએ કાશ્યપ નામના મહાત્માએ પ્રભુની પ્રાર્થના કરી પ્રભુને બોલાવ્યા પછી મનુષ્યને કહ્યું

કે તમે જો મારી પેઠે પ્રભુને આત્મનિવેદન-Self-dedication સંપૂર્ણ રીતે કરી પ્રભુની પ્રાર્થના કરશો તો તમારા પાપરૂપ વિઘ્નોનો નાશ થશે અને તમારા આત્માનો વિકાસ થશે મોહમદ સાહેબે નિમાજ ભણી ભણી ખુદાને મેળવ્યા પછી ઇન્સાનોને ફરમાવ્યુ કે તમે ખરા દીલથી નિમાજ રોજરોજ ભણશો તો ખુદાને પામશો આમ મહાત્મા ક્રાઇસ્ટ જે સાધન વડે મોહમદ સાહેબ જે સાધન વડે પ્રભુને પામ્યા તે સાધન તેમણે મનુષ્યને ઉપદેશ્યુ તેવી જ રીતે શ્રી મહાવીર સ્વામી જે સાધનવડે આત્માના પૂર્ણ વિકાસને પહોચ્યા એટલે કે અનત જ્ઞાન, અનત દર્શન, અનત ચારિત્ર, અનત વીર્ય અને અનત ઉપયોગ એવા અનતાનત ગુણોની પૂર્ણતાએ પહોચ્યા તે સાધન-તે વિધાન-તે ક્રિયા-તે ચારિત્ર સામાયિક વતુ તે સાધન તેમણે આખા જગતને-જૈનોને ઉપદેશ્યુ આમ મુસલમાનોને નિમાજો, હિદુઓને નિત્યકર્મો, બ્રાહ્મણોને સધ્યા, ખ્રિસ્તીઓને પ્રાર્થના, પારસીઓને ખોરદેહ અવસ્તા અને જૈનોને સામાયિકરૂપ આવશ્યક-અવશ્ય કરવાની ક્રિયા પ્રાપ્ત થઈ છે

જે સ્થિતિએ પ્રભુ પહોચ્યા તે જ સ્થિતિએ પહોચવાનુ સાધન આપણને પ્રાપ્ત થયુ હવે આ જૈન ધર્મની ક્રિયાને દર્શનરૂપે Philosophic-દાર્શનિક દૃષ્ટિએ અને ક્રિયારૂપે Scientific-વૈજ્ઞાનિક દૃષ્ટિએ વિચારીએ

જૈનધર્મના કોહિનૂર રૂપ શ્રી હરિભદ્રાચાર્ય અનુષ્ઠાનોના પાચ પ્રકાર કહે છે —

(૧) પ્રણિધિ—સાધ્ય-લક્ષ્ય-Goal-end

(૨) પ્રવૃત્તિ – સાધન–means to end

(૩) વિઘ્નજય—દોષો ઉપર જય–obstacles to be overcome

(૪) સિદ્ધિ—સાધ્યની પૂર્ણ પ્રાપ્તિ–Realization of the object

(૫) વિનિયોગ—આત્મનિવેદન–પોતાને પ્રાપ્ત થયેથી વસ્તુને બીજાઓને પૂર્ણદાન–Self-dedication to the servic of humanity

જે અનુષ્ઠાન કરવુ હોય તેમા મુખ્ય સાધ્ય શુ છે–aim શુ છે– goal શુ છે એ પ્રથમ નક્કી કરવુ જોઇએ આપણે કે મેળવવુ છે એ નક્કી થયા વિના આપણી પ્રવૃત્તિ ફળવતી થતી નથી આપણા ઉદ્દેશમા–આપણા સાધ્યમા જેટલી આપણી પ્રીતિ–જેટલી આપણી ભક્તિ તેટલી ફળવતી આપણી પ્રવૃત્તિ સાધ્યને માટે આપણે કરી શકીએ

આપણી સામાયિક નામની ક્રિયાના આ દર્શ–ideal શ્રી મહાવીર સ્વામી છે શ્રી મહાવીર સ્વામીએ સામાયિક વડે અનત જ્ઞાનાદિ ગુણોનો પૂર્ણ વિકાસ કર્યો એમણે ઉપદેશેલી સામાયિકની ક્રિયા આપણી શક્તિ ગોપવ્યા વિના આપણે કરીએ તો આપણે પણ આપણી શક્તિના પ્રમાણમા આત્મવિકાસ કરી શકીએ એટલા માટે શ્રી વીરની સા માયિક સમજવી જાણવી અને આચરણમા યથાશક્તિ મૂકવી જોઈએ યથાશક્તિનો અર્થ એવો કે આપણી શક્તિનો હ્રાસ જેટલો વિકાસ થયો હોય તેટલી પૂર્ણ શક્તિથી બળ–વીર્ય ગોપવ્યા વિના સામાયિકને આચરણમા મૂકવી તે

કોઈ કહેશે કે શ્રી વીરનો આદર્શ–તેમની સામાયિકનો આદર્શ આપણાથી કેમ લેવાય ? ક્યા મેરુ જેવા શ્રી મહાવીર સ્વામી અને ક્યાં કાકરા જેવા પણ પૂર્ણ નહિ એવા આપણે ?

તેનો જવાબ એ કે કોઈ વિદ્યાર્થીનો આદર્શ M A મા ઓનરસહિત પસાર થયેલા વિદ્વાનનો હોય એ આદર્શ હૃદયમા સ્થિત

કરી ઘણા વિદ્યાભિલાષીઓ M A થયા છે અને થશે પણ ખરા M A નો આદર્શ રાખનાર જિજ્ઞાસુ વિદ્યાર્થી કદાચ M A ની ઉચ્ચત્તમ ભૂમિકાએ ન પહોચે તથાપિ તેણે જે સ્થિતિમા આદર્શને હૃદયમા સ્થાપ્યો, અને પછી એ આદર્શને હમેશા પોતાની સમક્ષ રાખી પ્રયત્ન સેવ્યો, તેનાથી તે જે સ્થિતિમા હતો તે સ્થિતિ કરતા તો ઘણી ઊચી સ્થિતિએ પહોચ્યો અર્થાત્ M A નો ઉચ્ચ આદર્શ રાખતા કદાચ M A ન થયો તો પણ B A નો થઈ શક્યો આનુ કારણ જણાય છે કે પોતાના આદર્શ તરફ તેને માત્ર પ્રીતિ નથી પણ ભક્તિ છે—devotion છે અને ભક્તિની માત્રા—degree પ્રીતિથી ચઢીયાતી છે

પોતે જ સેવેલ—પોતે જ ક્રિયામા મૂકી સિદ્ધ કરેલ સામાયિકનો આદર્શ આપણે માટે યોગ્ય છે એમ જાણીને જ શ્રી મહાવીરે તે ક્રિયાનો આપણને ઉપદેશ કર્યો છે

જે માણસનો આદર્શ પૈસા છે તે માણસ પોતાનો દેશ પોતાના ઘરબાર, પોતાના સગાવહાલા, પોતાના મિત્રો અને પોતાના કુટુબને પણ મૂકી યુરોપ આફ્રિકા નથી જતા ? જાય છે કારણ કે તેનો આદર્શ પૈસા છે, આપણે જાણીએ છીએ કે એવો આદર્શ રાખી કેટનાએક મનુષ્યો તેમના ધારેલા આદર્શે પહોચ્યા છે એટલુ જ નહિ પરતુ કેટનાએક તો તેથી પણ આગળ વધેના જોવામા આવે છે

પોતાના આદર્શથી પણ વિશેષ ઉચ્ચતર ભૂમિકાએ પહોચેના આદર્શવાદીઓના પણ થોડાક દૃષ્ટાંતો આપણી સમક્ષ મોજૂદ છે હા એ વાત પણ ખરી કે કેટલાએક ધારેલ આદર્શને ન પણ પહોચે તથાપિ તેમના પુરુષાર્થથી જેટલી ઊચી ભૂમિકાએ તેઓ પહોચે તેટનો લાભ તો તેઓ પ્રાપ્ત કરે જ તે જ પ્રમાણે શાસ્ત્રમા જે વિધાન કર્યું હોય તેને બરાબર સમજી, તેની ઉપર ભક્તિપૂર્વક પ્રવૃત્તિ કરી હોય તો

અનંતજ્ઞાનના ઘણા ઘણા અંશો પ્રાપ્ત કરતાં કરતાં કોઇ કાળે આપણે પણ શ્રી મહાવીર સ્વામીએ જનતાને કરેલા પરમદાનરૂપ સામાયિકના આદર્શને પહોંચી શકીએ

પ્રભુ શ્રી મહાવીરે જ્યારે સામાયિકનો વિનિયોગ-દાન કર્યો ત્યારે બે પ્રકારના અધિકારીઓ જોવામાં આવ્યા પોતાની ઉચ્ચતમ સ્થિતિએ પહોંચાડવા જ્યારે તેમણે પોતાના સામાયિકનો ઉપદેશ કર્યો ત્યારે કેટલાએક મહાપુરુષોએ અને દેવીઓએ (સ્ત્રીઓએ) તેનો સ્વીકાર કર્યો જેમણે તેનો સ્વીકાર કર્યો તેઓએ સાધુ અને સાધ્વીપણાની દીક્ષા ગ્રહણ કરી તેને આચારમાં મૂકવા પ્રયત્ન કરવા માંડ્યો

વળી કેટલાએક પુરુષો અને સ્ત્રીઓએ ઇચ્છાયોગથી સામાયિકને સંપૂર્ણ અંગીકાર કર્યું પરંતુ ગૃહસ્થપણાને લઈને સામર્થ્યયોગાંતરે ઇત્વર એટલે અમુક કાળ સુધી તેને જ આચરવાનો નિયમ કર્યો. આ પાછળના મુમુક્ષુઓ પ્રભુના શાસનમાં શ્રાવક અને શ્રાવિકા ગણાયાં આમ સામાયિકની ક્રિયા કરનાર એટલે સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા એ ચાર પ્રકારના મનુષ્યનો સમાજ પ્રભુના તીર્થરૂપ ગણાયો અને પ્રભુ તીર્થંકર કહેવાયા એટલા માટે જે મનુષ્ય પ્રભુના ઉપદેશેલા સામાયિકને-સર્વથા કે દેશથી---આચારમાં ન મૂકતો હોય તો તે જૈન સમાજમાં ગણવો કે કેમ એ વિચારવા જેવું છે અલબત તેમાં જે પ્રીતિ રાખતો હોય તે અનુમોદક-associated ખરો

ઘણા મનુષ્યો મહાપુરુષની આજ્ઞાને માથે ચડાવે છે તેમનું કહેવું જ સાચું માને છે પરંતુ તે આજ્ઞાને મસ્તકે ચડાવ્યા પછી તેને હૃદયમાં ઉતારવા યત્ન કરતા નથી-આચારમાં મૂકી શકતા નથી તેથી આપણું એ આજ્ઞાનું ફળ લક્ષમાં બરાબર લેવા પામતા નથી આપણે આ પ્રમાણે પ્રવૃત્તિ નક્કી કરી-આદર્શ નક્કી કરી સામાયિક નામની પ્રવૃત્તિમાં પ્રવેશ કરવો જોઈએ

શ્રાવકોના સામાયિક વ્રતનું સ્થાન બાર વ્રતમાં નવમે વ્રતે છે

એ શ્રાવકોના–શ્રાવિકાઓના બાર વ્રતરૂપ વૃક્ષનું મૂળ સમ્યગ્દર્શન છે આ ઉપરથી આપણા શાસ્ત્રમા એ બાર વ્રતોને સમ્યકૃત્વ મૂળ બાર વ્રત ગણવામા આવ્યા છે કારણકે જે સમ્યકૃત્વી હોય તે જ બાર વ્રત બરાબર ગ્રહણ કરી શકે છે મોક્ષનો–આત્મસ્વાતંત્ર્યનો–આત્મ-સ્વરાજનો–perfect freedom–perfect liberation–self-governmentનો ઉપાય જૈનશાસ્ત્રમા એવી રીતે બતાવવામા આવ્યો છે કે સમ્યગ્દર્શનપૂર્વક સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્દર્શનજ્ઞાનપૂર્વક સમ્યક્ચારિત્ર છે તેથી જ કહ્યુ છે કે —

सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः ॥ *

"જડ ચૈતન્યનો–સત્યાસત્યના તત્ત્વજ્ઞાનનો નિશ્ચય કરવો તે સમ્યગ્જ્ઞાન છે તેના ઉપર પૂર્ણ શ્રદ્ધા રાખવી તે સમ્યગ્દર્શન છે આ બન્ને વસ્તુતત્ત્વને વસ્તુતત્ત્વરૂપે જાણવા અને સદ્દહવા તે દૃઢ નિશ્ચય કરવા રૂપ છે ત્યારપછી જ્ઞાનથી જેવુ જાણ્યુ અને દર્શનથી જેવો નિશ્ચય કર્યો તે પ્રમાણે વર્તનમા મૂકી તેનો અનુભવ કરવો તે સમ્યક્ ચારિત્ર છે આ ચારિત્ર સમ્યગ્જ્ઞાન કે સમ્યગ્દર્શન વિના હોઈ શકે નહિ." ×

વળી શ્રી દેવચંદ્રજી મહારાજે કહ્યુ છે કે —

> ત્રસ સ્થાવરકી કરુણા કીની જીવ ન એક વિરાધ્યો,
> તીન કાલ સામાયિક કરતા, શુદ્ધ ઉપયોગ ન સાધ્યો,
> સમકિત નવિ લહ્યુ રે, એ તો રુલ્યો ચતુર્ગતિ માહે

સમકિત તે શું ? વ્યવહાર સમકિત તે શું ? નિશ્ચય સમકિત તે શું ? તે જરા વિચારીએ. સમ્યકૃત્વ પ્રાપ્ત થયા વિના હાલ જે સ્થિતિમા આપણે છીએ તેને મિથ્યાત્વ કહે છે જગતના તમામ

* तत्त्वार्थसूत्र अध्याय १ सूत्र १

× શ્રી વિજયકેસરસૂરિજી

મહાત્માઓ આ મિથ્યાત્વને દૂર કરવા અને સમ્યક્ત્વને પ્રાપ્ત કરવા ભારપૂર્વક ઉપદેશ આપે છે આ મમાગનું-આ બંધનનુ-આ દુખના સાગરનુ-આ અજ્ઞાન અંધકારનું-આ અહંગના ગણુ જેવી ખરતર અટવીનું કારણુ કોઈ હોય તો તે મિથ્યાત્વ છે અને તે

મિથ્યાત્વને—
- મહાત્મા બુદ્ધ માર કહે છે
- મહમદ પયગમ્બર સેતાન કહે છે
- મહાત્મા મોઝિઝ DEVIL કહે છે
- શ્રીમદ્ શંકરાચાર્ય માયા કહે છે
- ઋષિમુનિઓ મોહ કહે છે
- મહાત્મા કપિલ પ્રકૃતિ કહે છે
- મહાત્મા ક્રાઇસ્ટ SIN કહે છે
- શ્રી મહાવીર સ્વામી મિથ્યાત્વ કહે છે

એ માર-સેતાન-devil-માયા-મોહ-પ્રકૃતિ-sin-પાપ-મિથ્યાત્વ આ દેહને-આ દેહાધીનને-આ કર્મને કે કર્મના પરિણામને હું માનવો તે છે દેહાધ્યાસ ટળતા-કર્માધ્યાસ છૂટતા જે સ્વરૂપ આપણું પ્રગટે છે તે સમ્યક્ત્વ છે જૈનશાસ્ત્રમા એ મિથ્યાત્વને બહિરાત્મભાવ પણુ ગણુવામાં આવ્યો છે શ્રીમદ્ આનંદઘનજી મહારાજ કહે છે કે,

'આતમબુદ્ધે હો કાયાદિક ગ્રહ્યો બહિરાત્મ અઘરૂપ.'

'આ સંસારમાં મોટામા મોટુ કોઈ જો પાપ હોય તો તે બહિરાત્મને-કાયાદિકને હું માનવો તે છે'

જૈનશાસ્ત્રમા પણુ આ વાત સ્થળે સ્થળે મનુષ્યને આત્મજાગૃતિ કરવા માટે કહેવામા આવી છે શરીરને હું માનીને મનુષ્યની ઉત્તમોત્તમ યોનિમા આ યો-ચડયો છતા મનુષ્ય પોતાનો કાળ-પોતાનો અવતાર-જે દેવને પણુ દુર્લભ છે એવો ઉત્તમોત્તમ માનવાવતાર દેહની સેવામા-ઇંદ્રિયોની ગુલામીમા ગુમાવી નાખે છે

મનુષ્ય દેહને હું માને છે તેથી તેની બધી પ્રવૃત્તિઓ વિશેષે કરીને તેને માટે થાય છે પરંતુ એકે પ્રવૃત્તિ તેના શરીરમાં રહેનાર

આત્મા-ધીરુમા રહેનાર **સવેગ** અને લાલનમા રહેનાર **પ્રશમ** માટે નથી થતી

દેહને હું માનનાથી મનુષ્યમા રહેના કેટલાએક અગમ્ય અને કેટલાએક ગમ્ય સામર્થ્યોની પણ તેને ખબર પડની નથી પરતુ જ્યારે દેહમા રહેનાર કોણ છે તેની શોધમા તે વળે છે ત્યારે તેમા રહેના અખૂટ ખજાનાની તેને માહિતી મળે છે સામાયિક એ અખૂટ ખજાનો ખોલવાની એક ચાવી છે

એ દેહરૂપ ઘરમા રહેનાર-ધીરુરૂપ ઘરમા રહેનાર, લાલનરૂપ ઘરમા રહેનાર-આત્મા જેને આપણે સમજવા ખાતર **સવેગ** અને **પ્રશમ** કહીએ છીએ તેના ઉપર ક્રમશ વિચારીએ અને તેથી આપણે કેવા સુખના અંબાર ઉપર ચડી શકીએ છીએ તે જોઈએ **શ્રીમદ્ આનદઘનજી** કહે છે કે મનુષ્ય ( ભવ ) ઉત્તમમા ઉત્તમ હોય છતા પણ શરીર વગેરે જડ વસ્તુને જો હું કરીને માને તો તેનો જન્મ પાપરૂપ છે પરતુ જો શરીર પ્રમુખમા સાક્ષીભાવે રહી આત્માને હૃદયસ્થ કરી વર્તે-ધાર્મિક અનુષ્ઠાન કરે તો તેનામા રહેલો આત્મા પોતાના પરમાત્માપણાને પ્રગટ કરી શકે તેઓ કહે છે કે

'કાયાદિકનો હો સાખીધર રહ્યો અનગતમરૂપ '

**શ્રીમદ્ આનદઘનજીના** આ સૂત્રરૂપ વાક્ય ઉપર મનન કરીએ તો આપણુ સ્વરૂપ આપણુને કઈક પ્રત્યક્ષ થશે તેઓ કહે છે કે તું શરીરાદિરૂપ નથી-કાયા નથી તું મન નથી, તું અહકાર નથી, કાયાદિના સગાવહાલા તું નથી-પુત્રનાદિક મિલકત તું નથી, પરતુ એ સર્વનો તું સાક્ષી છે, witness-દ્રષ્ટા છે હવે વિચાર કરીએ કે અદાલતમા કોઈ મનુષ્યને કોઈ ગુનાસર હાજર કરવામા આવે તેનો સાક્ષી, જો જાણે છે કે તે મનુષ્યે શુ ગુનો કર્યો છે તેને પણ સાથે લાવવામા આવે ધારો કે ગુનો સાબીત થાય છતા સાક્ષીને કાંઈ શિક્ષા થતી નથી તેવી જ રીતે સામાયિક એક અ નત છે

શ્રી વીર પ્રભુ તેના ન્યાયાધીશ છે ધીરુ એ પાજરામા ઊભો ...

અને ધીરૂમા નિવાસ કરતો તેનો આત્મા જેને આપણે સવેગના નામથી ઓળખીએ છીએ તે સાક્ષી છે પ્રામાણિક સાક્ષી જેવુ હોય તેવુ ન્યાયાધીશ પાસે રજુ કરે છે તેવી જ રીતે શ્રી વીર પ્રભુ પાસે આ સાક્ષી મનુ પ્રગટ કરે છે * જો ભાઈ ધીરુએ પુણ્ય કર્યું હોય, સારુ કામ કર્યું હોય તો તે સાક્ષી કર્મપરિણામ પાસેથી ઇનામ અપાવે છે-justice of the peace બનાવે છે પણ જો તેણે ખરાબ કામ કર્યું હોય-પાપ કર્યું હોય તો તે કર્મ પરિણામ પાસે શિક્ષા કરાવે છે આમ શિક્ષા ભોગવનાર કે પારિતોષિક પ્રાપ્ત કરનાર ધીરુ છે, પણ તેનામા રહેલ સવેગરૂપ આત્મા તો તેનો સાક્ષી છે આટલે સુધી વિચાર કરતા એટલે સવેગમા સ્થિત થતા-શ્રીમ. આનદઘનજીના શબ્દમા અતરાત્મ થતા-સમ્યક્ત્વી થતા સસારના આવતા સુખદુ ખથી આપણે પર થઈએ છીએ આપણને એમ લાગે છે કે સુખદુ ખો આગતુક-( કર્મસયોગે આવી મળેલા અને વિનાશ પામનારા ) -accidents છે આપણે તો સુખદુ ખથી પર છીએ

આટલું થયા પછી સવેગરૂપ આત્મા ધીરુ ઉપરથી દૃષ્ટિ ખેચી લઈ પરમાત્મા તરફ પોતાના અતર્ચક્ષુથી દર્શન કરવા ભાગ્યશાળી થાય છે આત્મા અને પરમાત્માનો સબધ તે પારખે છે અને જેમ તે દેહાદિથી અલગ છે તેમ પરમાત્મા તરફ નિહાળતા જાણી લે છે કે તેનો આત્મા કર્માદિકથી પણ અલગ થઈ શકે છે તેથી એ કર્માદિકથી અલગ થવાને પોતાના આત્મવીર્યને અવલબી સામાયિકાદિ પ્રવૃત્તિઓ કરતો રહે છે અને ધીમે ધીમે પરમાત્મામા પ્રગટ થઈ વચ્ચે માર્ગમા આવતા વિઘ્નોને દૂર કરી પોતાનામા ગુપ્ત રહેલા સામર્થ્યોને પ્રાપ્ત કરે છે શ્રીમ આનદઘનજી કહે છે કે,×

---

* करेमि भंत सामाइयम्

× પરમાત્મા ઇન્દ્રિયોથી જણાતા વિષયની પર છે પરતુ ઇન્દ્રિયોથી પર એવો આત્મા પરમાત્માને જાણે છે અને ઇન્દ્રિયો તેમજ તેના વિષયોને પણ જાણે છે

'જ્ઞાનાનંદે હો પૂરણ પાવનો, વરજિત સકળ ઉપાધિ, સુજ્ઞાની
અતીન્દ્રિય, ગુણગણમણિ આગરૂ રે ઇમ પરમાતમ સાધ સુજ્ઞાની'

આટલા માટે જ આત્મા અને પરમાત્માની વચ્ચે રહેના વિઘ્નોને દૂર કરવા પ્રવૃત્તિ પછી વિઘ્નજય નામનું ત્રીજુ અનુષ્ઠાન આવે છે

સામાયિકરૂપી પ્રવૃત્તિને ક્રિયામાં મૂકતા કયા કયા વિઘ્નો આવે છે એ પણ સામાયિકના વિધાનમા ગણાવેલા છે સામાયિક સૂત્રમા જણાવેલું છે કે બાર વિઘ્નો કાયાના, દશ વિઘ્નો વચનના અને દશ વિઘ્નો મનના છે આ વિઘ્નો કે દોષોનો વિજય, શરીરને હું માનનારને થવો ઘણો જ મુશ્કેલ છે પરંતુ અંતરાત્માને કે શરીરમા રહેલ સાક્ષીરૂપ આત્માને હું માનનારને શરીર અને વચનના દોષો તો શું, પરંતુ મનના દશ દોષો ઉપર પણ ઉપયોગ સહિત હોવાથી વિજય મેળવવો મહેલો થઈ પડે છે

જેમ જેમ સાધક એ દોષો ઉપર વિજય મેળવતો જાય છે તેમ તેમ સામાયિકના ફળરૂપ ગુણો—આત્મિક ગુણો પ્રગટતા જાય છે એ તો આપણે જાણીએ છીએ કે બળ કરતા કળ વાપરવાથી વિઘ્નો ઉપર જલદી વિજય મેળવાય છે તેમ સામાયિકની ક્રિયા કરતા એ ક્રિયાનો જેમ જેમ આપણે અર્થ અને પછી ભાવ પ્રાપ્ત કરતા જઈએ તેમ તેમ વિઘ્નો સહજ દૂર થતા જાય છે એ વિઘ્નો દૂર થતા જ સિદ્ધિ પ્રાપ્ત થાય છે સાધકને આ સિદ્ધિ પ્રગટ થઈ કે તુરત જ પોતાનામા જે સામર્થ્યો પ્રગટ થયા, તે જગતના જીવોને પ્રાપ્ત થાય એવી ભાવત્યા પ્રગટ થાય છે **'सवी जीव करू शासनरसी'** એવી ભાવના સાધકમા જાગે છે તેથી Self-dedication—જનતાના કલ્યાણને માટે આત્મસમર્પણ કરે છે આ આત્મસમર્પણનું નામ તે **વિનિયોગ છે**

શ્રી મહાવીર સ્વામીએ સામાયિકના સાધનવડે સિદ્ધિ પ્રાપ્ત કરીને વિનિયોગ કરતા કહ્યુ કે, સર્વ જીવોને **'आत्मसम करोमि'**

માગ સમાન બનાવુ ઊ ચામા ઊચી જે સ્થિતિ મનુષ્ય છેવટે પ્રાપ્ત કરી શકે તે મે કરી છે તેવી જ સ્થિતિ હું જનતામા પ્રગટાવુ

આ પ્રમાણે પ્રવૃત્તિ એને હેતુ કે સાધ્ય નક્કી કરી પ્રવૃત્તિ એટલે સાધનો એટલે કે સામાયિકમાં આવતા સૂત્રોના રહેસ્ય જાણી તેને ક્રિયામા મૂકી આવતા વિઘ્નોનો જય કરી, સિદ્ધિ પ્રાપ્ત કરી તેનો જનતાના કલ્યાણને માટે વિનિયોગ કરવો એ ધાર્મિક-અનુષ્ઠાનની પદ્ધતિ છે-વૈજ્ઞાનિક પદ્ધતિ છે-Scientific method છે

પશ્ચાવયવી અનુષ્ઠાનમા વિઘ્નજય મુખ્ય છે પરન્તુ પ્રવૃત્તિમા જેટલું બળ વાપરવુ જોઈએ તેટલુ બળ વિઘ્ન દૂર કરવામા વાપરવુ યોગ્ય નથી કારણ કે શુભ કે મંગળ પ્રવૃત્તિઓમાં ઘણું કરીને વિઘ્નો એવી પ્રવૃત્તિના પ્રભાવથી દૂર થાય છે એવુ છતા વિઘ્નજય એટલે બત્રીશ દોષો સામાયિક કરતા અનિચ્છાએ પણ થઈ જાય છે તેમાય કાયાના બાર દોષો અને વચનના દસ દોષો સાધક દૂર કરી શકે છે તથાપિ મનના દસ દોષોને તેઓ દૂર કરી શકતા નથી. કારણ કે તે દુઃશકય છે અશકય નથી. Improbable, not impossible પરતુ એ મનના દોષો આવી જવાના કારણોને જો દૂર રાખવામાં આવે તો એ દોષોનો જય શકય છે-probable છે ત્યાર હવે એ પ્રશ્ન થશે કે મનના દોષોને આવી જવાનાં કારણો ક્યા ? અને તેને શી રીતે દૂર રાખી શકાય ?

જે ક્રિયા કે જે અનુષ્ઠાન કરવામાં આવે તેમાં પણ જો ધાર્મિક વિધાન સેવવામા આવે તેનું ફળ આત્મવિકાસ વિના બીજું ન હોય આત્મવિકાસ એ યોગ્ય અર્થ કામનો વિરોધી નથી પરંતુ આત્મવિકાસ થતા એવા પુણ્યો બંધાય છે કે જેનું ફળ પણ પુણ્ય કરવામાં વિશેષ ઉપયોગમા આવે છે તેને શાસ્ત્રમા પુણ્યાનુબંધી પુણ્ય ગણવામા આવ્યુ છે હવે એ દોષો આવી જવાના કારણ તપાસીએ

મનના દોષો આવી જવાના કારણો ચાર પ્રકારે છે

(૧) અવિધિ દોષ.

(૨) અતિ પ્રવૃત્તિ—ન્યૂન પ્રવૃત્તિ (શકિત ઉપરાંત ગજા વગરની)
(૩) દગ્ધદોષ
(૪) શૂન્યદોષ.

જે વિધિ શાસ્ત્રમા કહી છે તે વિધિ સમજી, તે પ્રકારે ક્રિયા કરવામા આવે તો માનસિક દોષો આવવાનો સભવ નથી અર્થાત્ ધાર્મિક અનુષ્ઠાન વિધિપૂર્વક કરવા જોઈએ

બીજો દોષ અયથાર્થ પ્રવૃત્તિનો છે શાસ્ત્રમા લખ્યાથી અધિક કે ન્યૂન કોઈ પણ પ્રવૃત્તિ ન થવી જોઈએ રોટલી ચાર મિનિટમા પાકતી હોય, તેને ૭ મિનિટ સુધી રાખવામા આવે તો તે બળી જાય, અને જો બે મિનિટ રાખવામા આવે તો તે કાચી રહી જાય. તેવી જ રીતે ધાર્મિક ક્રિયા કરતી વખતે અતિ પ્રવૃત્તિ કે ન્યૂન પ્રવૃત્તિનો દોષ ટાળીને શાસ્ત્રે દાખવેલી યથાર્થ પ્રવૃત્તિ કરવી જોઈએ

ત્રીજો દોષ તે દગ્ધ દોષ દગ્ધ એટલે બળેલુ એટલે કે સામાયિક કરના ઇહલોક કે પરલોકના સાસારિક વિષયોની વાછના કરવી એટલે જો એવી વાછના કરી તો માનસિક દોષ તો લાગે છે, એટલુ જ નહિ પરતુ ધાર્મિક ક્રિયાનું ફળ જે પૂર્ણ આત્મવિકાસ કે મોક્ષ છે, તે ફળ પ્રાપ્ત થતુ નથી

ચોથો દોષ તે શૂન્યદોષ આ દોષ ધાર્મિક અનુષ્ઠાન કરનારા આપણા ભાઇઓ અને બહેનોમા થોડે અશે દેખાતો નથી, પરતુ એ દોષનું ઘણે ભાગે સામ્રાજ્ય હોવાથી ધારેલુ ફળ સારકો સતત મળતું જોવામા આવતુ નથી શૂન્યદોષ એટલે ઉપયોગ વિના ધાર્મિક ક્રિયા કરવી તે જિનમદિરમા જે જે સ્તવનો ગવાય છે, સામાયિક પ્રતિક્રમણમા જે જે સૂત્રો બોલાય છે અને કાયોત્સર્ગમા જે મત્રાનુ ધ્યાન કરવામા આવે છે, એ બધી ક્રિયાઓમા ઘણે ભાગે અર્થ નહિ સમજવાની બેદરકારી ઘણી જોવામા આવે કે કેટલીક વખત અર્થ સમજતા હોય છતા તેનો ઉપયોગ નથી હોતો દાખલા તરીકે મદિરમાં

ભગવાન પાસે સ્તવન કરતા પ્રભુની સામે લાંબા હાથ કરીને એમ ઘણા ગાય છે કે 'પચમી તપ તમે કરો રે પ્રાણી.' આ પ્રમાણે ગાનાર લોકો ભાવે ઉપયોગ નહિ હોવાથી મોટી ભૂલ કરે છે

માટે અવિધિ દોષ અતિ પ્રવૃત્તિ, દગ્ધદોષ કે શૂન્યદોષ ટાળી વિધિપુરઃસર યથાર્થ પ્રવૃત્તિ કરવી જોઈએ [1]વળી અન્ય રીતિએ ધાર્મિક અનુષ્ઠાનો શાસ્ત્રમા પાચ પ્રકારે જણાવેલાં છે

(૧) વિષાનુષ્ઠાન

(૨) ગરલાનુષ્ઠાન

(૩) અન્યોન્યાનુષ્ઠાન.

(૪) તદ્હેતુ-અનુષ્ઠાન

(૫) અમૃતાનુષ્ઠાન

આ પાચે અનુષ્ઠાન જ્ઞેય છે પરતુ તેમાથી વિષાનુષ્ઠાન અને ગરલાનુષ્ઠાન હેય છે અન્યોન્યાનુષ્ઠાન કઈક હેય અને કઈક ઉપાદેય છે જ્યારે બાકીના બે તદ્હેતુ-અનુષ્ઠાન અને અમૃતાનુષ્ઠાન ઉપાદેય છે વિષાનુષ્ઠાન એટલે ઇહલોકના સાસારિક પદાર્થોની વાછના ગરલાનુષ્ઠાન એટલે ધર્મક્રિયા કરી પરલોકની-સ્વર્ગાદિની તૃષ્ણા આ બન્ને હેય છે અન્યોન્યાનુષ્ઠાન કઈક હેય અને કઈક ઉપાદેય છે તેનો અર્થ એવો થાય છે કે દેખાદેખીથી ધાર્મિક ક્રિયા કરવી કેટલાકની એવી માન્યતા હોય છે કે આપણે અમુક ધાર્મિક ક્રિયા નહિ કરીએ તો લોકમાં-સમાજમા ખોટુ દેખાશે અને જો કરીશુ તો આબરૂ વધશે. આવી ભાવનાથી અનુષ્ઠાન કરનારને જે ફળ મળે છે તે સ્પષ્ટ છે એટલે કે દેખાદેખીથી અનુષ્ઠાન કરનારની સમાજમા નિંદા થતી નથી એટલુ જ નહિ પણ અનુષ્ઠાન કરનારાઓમા તેની આબરૂ વધે છે તથાપિ તેમની ક્રિયાના ફળની સમાપ્તિ અહીંયા જ થઈ જાય છે यादृशी भवति भावना सिद्धिर्भवती तादृशी । જેવી

---

[1] ચાર દોષક્રિયા છડાણી એ ચાર દોષ જાતે આવે તો ધાર્મિક ક્રિયાનુ ફળ નથી થઇ ( પૂજા પ્રકરણ )

ભાવના તેવુ જ ફળ થાય છે તેથી આ અનુષ્ઠાન કરતા આત્મવિકાસની ભાવનાથી ધાર્મિક ક્રિયા કરવી એ વધારે ઉત્તમ છે તદ્દહેતુ–અનુષ્ઠાન તેને કહેવામા આવે છે કે જે ધર્મક્રિયાનુ ફળ પરોક્ષ રીતિએ–indirectly ધર્મક્રિયા કરનારને આપે છે અર્થાત્ સાધકોને એવા સરળ અને ઉપયોગી સાધનો–સગવડતા મળે છે કે જેથી પુણ્યાનુબન્ધીપુણ્ય બધાય છે અને સાધકને અમૃત ક્રિયામા જોડે છે અમૃતાનુષ્ઠાન એટલે જેનુ ફળ અમૃત અથવા આત્માનો વિકાસ છે તેવી ક્રિયા અર્થાત્ આત્માનો પૂર્ણ વિકાસ–મોક્ષ–મહા આનંદ [1] આથી આ બન્ને અનુષ્ઠાન ઉપાદેય છે

આમ તદ્દહેતુ કે અમૃતાનુષ્ઠાન કરનારને માનસિક દોષો લાગતા નથી એટલુ જ નહિ પરતુ આત્મિક ગુણો સાધકના મનમા રમી રહેતા જોવામા આવે છે મનુષ્ય જેવા ઉત્તમ દેહમા રહી દેવોને પણ નમાવનાર પુણિયા શ્રાવક કે તીર્થંકર ગોત્ર બાધનાર **શ્રી** મહાવીરે આ બન્ને અનુષ્ઠાન કરી આત્મવિકાસ સાધ્યો હતો આપણે પણ તેમને શુ ન અનુસરી શકીએ ?

આપણે પહેલાં વિચારી ગયા કે વિઘ્નજય કરતા પ્રવૃત્તિમા વધારે બળ ખરચાવુ જોઇએ જેમકે કોઇ માણસને હવાફેર કરવાની જરૂર છે ડાક્તર પણ પૂના કે મહાબળેશ્વર જવાનુ સૂચવે છે તે પૂના જવા ઉપડે છે તેનું ધ્યેય એ છે કે પોતાના શરીરનો વિકાસ કરવો રસ્તામા વિઘ્નરૂપ પર્વતો આવે છે છતા પણ તેને તે તોડી ફોડીને ત્યા જાય છે અને શરીર–સ્વાસ્થ્ય પ્રાપ્ત કરે છે તેવી જ રીતે આત્માનો વિકાસ ઇચ્છનાર સાધક ઇચ્છિત સ્થળે પહોંચે ત્યા સુધીમા આવતા વિઘ્નો ઉપર ( બત્રીશ દોષો ઉપર ) વિજય મેળવવો જોઈએ પરતુ વિશેષ બળ પ્રવૃત્તિમા ખરચીને ત્યારે હવે પ્રવૃત્તિમા–વિધિમા શુ શુ આવે છે–કયા કયા સૂત્રો આવે છે અને તે શા માટે ? તેના ઉપર ટૂંકામાં વિચારીએ

[1] જુઓ યોગવિંશિકાની ટીકા

સામાયિકની પ્રવૃત્તિમા શ્રી નવકારમત્ર પ્રથમ મગલને માટે ગણવામા આવે છે પચપરમેષ્ઠિને કે કોઈને પણ નમન કરવાનો હેતુ એ હોય છે કે નમનીય આદર્શમા જેવા ગુણો પ્રગટ છે તેવ ગુણો પોતાનામા અપ્રગટ હોવાથી તે અપ્રગટ ગુણો ભાવસહિત વિધિ પ્રમાણે નમન કરતા પોતાનામા પ્રગટ થાય. અમેરિકાના અગ્રગણ્ય મહાત્મા એમર્સન મનુષ્યની નમન પ્રવૃત્તિને સુદર રીતે ઘટાવતા ઇતિ હાસ નામના નિબધમા લખે છે કે શ્રીમાન પુરુષોને મનુષ્યો શા માટે માન આપે છે? શ્રીમાનમાં ત્રણ શક્તિઓ પ્રગટ હોય છે તેથી અને તે સ્વત ત્રતા-freedom-liberty, શોભા-grace અને સામર્થ્ય -power આપણને એમ જણાય છે કે મનુષ્ય મનુષ્યને નમે છે પરતુ આતરિક દૃષ્ટિએ જોતાં મનુષ્યનો આત્મા પોતાનામા રહેલા અપ્રગટ ગુણોને પ્રગટાવવા, પ્રગટ થયેના ગુણવાન આત્માને નમન કરતો જણાય છે

પચ પરમેષ્ઠિ એટલે પરમ ઉત્કૃષ્ટ સ્થાને બિરાજમાન આત્માને નમન કરતા આપણો આત્મા તેઓના જેવા જ ગુણોને પ્રગટ કરી આત્મવિકાસની ટોચે પહોચવાની ભાવના રાખે છે વળી નવકાર મત્રના ઉચ્ચારથી-પઠનથી અને ભાવનાથી સર્વ દુખોની નિવૃત્તિ થાય છે-સર્વ પ્રકારનાં સુખોની પ્રાપ્તિ થઈ છેવટે પરમ સુખ કે અવ્યાબાધ સુખ કે અનતાનદ પ્રાપ્ત થાય છે

**सव्वपावप्पणासणो**-સર્વ દુખના કારણરૂપ પાપનો સર્વથા નાશ થ । અને કારણનો નાશ થયો એટલે કાર્યનો સહજ નાશ થઈ જાય છે સકલ દુખનુ કારણ પાપ છે માટે પાપના નાશથી દુખનો પણ સપૂર્ણ નાશ થાય છે **पणासणो** શબ્દમા એનો નાશ એવો અર્થ નથી પરતુ **प्रनाशन**-પ્રકર્ષ નાશ-સર્વથા નાશ જણાવે છે ઘાસ બાળવામા આવે ત્યારે તેની રાખ થઈ જાય છે એટલે ઘાસના નાશ થયો કહેવાય પરતુ તેની રાખ પણ જ્યારે ઊડી જાય ત્યારે એ ઘાસનો પ્રણાશ થયો કહેવાય. તેમ વ્યજન, અર્થ

